ખાનપાન સબ કરત હૈ અધિક પુરૂષકુ જ્ઞાન;
કહે પ્રીતમ નીજ જ્ઞાન બીન, પ્રાણી પશુ સમાન. ૯
અખી કાળી કાળી અજા, કાળી કામળી રીંછ;
કહે પ્રીતમ સમાન સબ, નાંહી પાંસરી પ્રીછ. ૧૦
સમજ વિના સરખું ગણે, રોઝ બેલ અરૂ ગાય;
કહે પ્રીતમ સમજહી, તબ સબ સંશય જાય. ૧૧
સમજે જીતે સુભાવકું સુભાવ જીતે સોઇ શૂર;
કહે પ્રીતમ સોઇ શુરવીર, રહે પગ રોપી હજુર. ૧૨
સેહેજ દશા સબસેં ભલી, જો ઉપજે ઉર આસ;
કહે પ્રીતમ સંસારકું, જીતે નિશાન બજાય. ૧૩
મનકું મારે તન દમે, ધનકું ધર્મ લગાય;
કહે પ્રીતમ સોઇ શુર હૈ, રામ ધામકું જાય. ૧૪
વાયુ સંગે વાસના, વાસના સંગે પ્રાણ;
કહે પ્રીતમ પ્રાણ આત્મા, ધરે દેહ દુઃખ ખાણ. ૧૫
સમજ સેહેજે સુખ ઉપજે, આન ઉપાયે નાંહ;
કહે પ્રીતમ આપે સુખી, સુખી સબહી જ્યાં જાય. ૧૬
સમજ થકી હરી ઓળખે, ઓળખે ઉપજે હેત;
કહે પ્રીતમ સમજ્યા વિના, તકે દુખ હોય શ્વેત. ૧૭
પરહીત સમાન પુન્ય નહિ, પર પીડા સમ પાપ;
કહે પ્રીતમ સબ શાસ્ત્રમેં દેખ વિચારી આપ. ૧૮
શીવ ચતુરાનન શેષ શ્રુતિ, સકલ શાસ્ત્ર મત સાર,
કહે પ્રીતમ હરી નામ વિના, નહી નરકો નિસ્તાર. ૧૯
હરી ગુરૂ સંત દયા કરી, દીયો પરમ ધન સાર;
કહે પ્રીતમ નામે ભયો, ઉર અંતર ઉજીયાર. ૨૦
ભયો પ્રકાશ નીજ જ્ઞાનથે, ઉપન્યો અતિ આનંદ,
કહે પ્રીતમ પ્રેમે કરી, બોલો જે ગોવિંદ. ૨૧
સંવત અઢાર વીશી રૂદ્રની, પીસ્તાળો આશ્વીન માસ;
કહે પ્રીતમ શુકલપક્ષ પંચમી, સાખી ગ્રંથ પ્રકાશ. ૨૨
સંદેસરમાં સુખનીધિ, જાનરાય જાુગદીશ;
કહે પ્રીતમ સાખી પુરણ, છસેં આડત્રીસ. ૨૩
સાખી ગાયે સાંભળે, રાખે રૂદીએ વિચાર,
કહે પ્રીતમ પ્રપંચ ટળે, પામે પદ નિરધાર. ૨૪

હરી પદ પામે પ્રેમસુ, હોય ભ્રમણા ભંગ;
કહે પ્રીતમ કહું કેટલું, કરહુ સદા સત્સંગ. ૨૫
સત્સંગ સુખકો મલ હે, દુઃખકો મેટણહાર;
કહે પ્રીતમ પરસા વહી, વ્યાપક વિશ્વાધાર. ૨૬

## અથ બ્રહ્માનો ગરબો.

જ્યારે ભોમી ભાર વાધ્યો ઘણો, ત્યારે ગઇ ભોમી બ્રહ્મા પાસજો.
પોઢયાતા પ્રભુ ક્ષીર સમુદ્રમાં, ત્યાં જઇ આરાધ્યા અવિનાશ જો.
બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનું
જાગો જાગો જગન્નાથજી, દુનિયા બહુ પામે છે ત્રાસ જો.
કાપો કષ્ટ અમારૂં કમળાપતિ, ઉભા અમર કહે અવિનાશ જો.
ગગનગિરિ હરિ એણી પેર ઉચર્યા, સુણો સહુ અમર મારી વાત જો;
હું અવતાર લઇશ યદુકુળમાં, વસુદેવ પિતા દેવકી માત જો. બ્ર.
ગોકુળ લીલા મારે કરવી છે, મુજને વહાલો વ્રજનો સાથ જો;
ચતુરાનન ચિંતા કરશો નહિ, એવું બોલ્યા લક્ષ્મીનાથ જો. બ્ર.
દેવકી પરણાવ્યાં વસુદેવને, કંસે આપ્યું કન્યાદાન જો;
દાન માન કરી સહુ સંતોખ્યા, પ્રેમે વહેંચ્યાં ફોફળ પાન જો.
વીર વળાવા ચાલ્યો બેનને, એવે થઇ વાણી આકાશ જો;
એનો અષ્ટમો ગર્ભ તુને મારશે, તેનો રાખે દૃઢ વિશ્વાસ જો. બ્ર.
સુણતાં કોપ ચઢયો ત્યાં કંસને, વસુદેવ સમજાવે બહુ વાર જો;
સ્ત્રી બાળ બેનને હણે, તેના પાપતણો નાહુ પાર જો. બ્ર.
પુત્ર થશે તે આણી આપશું, મન ગોઠે તે કરજો ભૂપ જો;
થોડાશા જીવ્યાને કારણે, ન હણીશ અબળા બાળ સ્વરૂપ જો.બ્ર.
કીર્તિમાન કુંવર પહેલો થયો, વસુદેવ લાવ્યા કંસની પાસ જો;
જોઇને દયા કંસને ઉપની, હૃદયે આવ્યો દૃઢ વિશ્વાસ જો. બ્ર.
એનો અષ્ટમો ગર્ભ આણીને આપજો,બીજાં બાળ હણે શું થાય જો;
એટલે નારદજી ત્યાં આવીઆ, કેમ તું બેશી રહ્યો છું રાય જો.
કંસે માંડીને કહી વારતા, નારદ કહે સાંભળો ભૂપાળ જો;
જ્યાં ગણીએ ત્યાંથી થાય અષ્ટમો, એમ જાણ તારો કાળ જો. બ્ર.
આ જાદવ અમર સહુ અવતર્યા,દેવી ઉદર વિષ્ણુનો અવતાર જો;
એટલું કહી નારદજી ઉઠયા, કંસને ક્રોધ ચઢયો તેણી વાર જો.
વસુદેવ દેવકી કારાગૃહે નાખિયાં, ભીડી ભુંગળ સાંકળ દ્વાર જો;

ઉપર ચોકી મૂકી ચોસરી, રખે કોઈ અળગા રહેતા લગાર જો. પ્ર.
ચોકશ રહેજો ચિત્તમાં ચેતીને, બાળક જન્મે કરજો જાણ જો;
કરાર કરીને બેઠો આસને, રાત દિવસ જંપે નહિ પ્રાણ જો. પ્ર.
પાપી લાગ્યો સહુને પીડવા, કંસે માંડયો મહાક્લેશ જો;
બાપડા જાદવ જ્યાં ત્યાં થઇ જઇ, રહ્યા જઈ દેશ વિદેશ જો. પ્ર.
જે જન્મે તે આપે આણીને, બાળક માર્યા છે બે ચાર જો;
સાતમો ગર્ભ થયો ત્યાં શેષજી, દેવતા પામ્યા હરખ અપાર જો.
હરિએ હુકમ કર્યો નિજ માયાને, વેગે કરજો એહ વિચાર જો;
ગર્ભ આકર્ષણ કરી લઇ મૂકજો, રોહિણીજીના ઉદર મોજાર જો.
આઠમે આપે નાથ પધારીઆ, સુર સહુ પામ્યા હરખ અપાર જો.
પુષ્પની વૃષ્ટિ કરે સહુ દેવતા, જે જે બોલે ગગન મોઝાર જો.
શ્રાવણ વદી અતિ ઉત્તમ અષ્ટમી, અભિજીત રોહિણી બુધવાર જો;
લગન જોત મુહુર્ત્ત શુભ તે ઘડી, અર્દ્ધનિશાએ હરિ અવતાર જો.
દરશન દીધું દેવકી વસુદેવને, દેવતા પામ્યા અતિ આનંદ જો;
મુખડું જોતાં દુઃખડું સહુ ટળ્યું, ટળ્યા મોહ માયાના ફંદ જો.
કીરીટ મુગટ કુંડળ હીરે જડયાં, કોટે કૌસ્તુભમણિના હાર જો;
પીત વસન તન ઘન દામની, ગદા આયુધ ભુજા ચાર જો. પ્ર.
ચરણકમળ સેવે સિંધુસુતા, પદરજ વંદે અજ ઉમયા ભર્તાર જો;
મંદ મંદ હાસ્યે હરિ બોલિયા, તમો તપ કીધું હશે બાર હજાર જો.
તપ કરી મુજ પાસે વર માગિયો, તે અર્થે લીધો અવતાર જો;
હાવે રખે શસ્ત્રનો ભો રાખતા, થોડે દિવસે મળશે સારી ધીર જો.
ગોકુળ લઇ ચાલો ચૂપે કરી, નંદ જશોદાને દ્વાર જો;
મુજ બદલે માયાને લાવજો, એમાં કોઈ ન જાણે નિરધાર જો.
એમ કહી હરિ સૂક્ષ્મરૂપે થયા, જેનો કોઇ ન પ્રીછે પાર જો;
લેઇ ચાલ્યા વેગે વસુદેવજી, ભાગી ભુંગળ ઉઘડયાં દ્વાર જો.
સહુપર નાખી માયા મોહની, નિદ્રાવશ ઘોરે સંસાર જો;
રવિતનયાની તીરે આવિયા, વસુદેવે પ્રેમે ઉતાર્યા પાર જો. પ્ર.
ચંદ્રે આવી અજવાળું કર્યું, ઇંદ્રે કીધી અમૃતધાર જો;
માયાએ આવીને ઓથો કર્યો, તે દિન બાવન ને વરસ અગિયાર જો.
ગોવિંદ ગોકુળમાં પધારિયા, આવ્યા નંદજીને ઘેર જો;
જશોદાજીની સજ્જાએ સુંપ્યા શામળો, તેની કોઇ ના પ્રીછે પેર જો.
સુત મુકીને લીધી સુતા, ત્યાં વેગે ચાલ્યા વસુદેવ જો,

આવ્યા તેમ પાછે પગલે ગયા, મધુપુર જઈ પહોંચ્યા તતખેવ જો.
જે જ્યમ હતું તે ત્યમ થઈ રહ્યું, એટલે પ્રગટયો પ્રાતઃકાળ જો;
જ્યારે રોવા લાગી બાળકી, ત્યારે જાગ્યા સહુ રખવાળ જો. પ્ર.
ચૂંપે જાણ કર્યું જઇ કંસને, જેને જીવ્યાનું છે મન જો;
ઉઠીને આવ્યો ત્યાં ઉતાવળો, કન્યા દીઠી રૂપ રતન જો. પ્ર.
કુલાહલ કરે ત્યાં દેવકી, હવે રહેવા દે એટલું બાળ જો;
જોરે ઝૂંટી લીધી હાથથી, પટકી શલ્યા ઉપર તતકાળ જો. પ્ર.
દેવી ઉડી આકાશમાં, ગગને જઇને બોલી વાણ જો;
મુજને શું મારેછે મુરખા, તારો વેરી વ્રજમાં જાણ જો. પ્ર.
કંસે કરવા માંડી શોચના, હૃદયે લાગ્યું દુઃખ અથાગ જો;
ગોકુળમાં ગોવિંદે લીલા કરી, ઉછર્યા નંદરાયને ઘેર જો. પ્ર.
પુત્ર વધાઈ આપે નંદને, હીરા હેમ વસ્ત્ર શણગાર જો;
ઘેર ઘેરથી આવે સહુ ગોપિકા, પ્રગટયો હૃદયે પ્રેમ અપાર જો.
ચતુરા ચોક પૂરાવે મોતીએ, નવરંગ તોરણ બાંધ્યાં દ્વાર જો;
કેસર કુંકુમ છડા દેવરાવિયા, મંગળ ગાન કરે વ્રજની નાર જો.
દધિ કાદવ કીધો નંદ આંગણે, નાચે ગોવાળ કરે રસ રંગ જો;
શોભા સાગર સુંદર શામળો, અંગોઅંગ વાધ્યો કોટિ રંગ જો.
સુવર્ણ ફુલે વ્રજ ફુલી રહ્યો, ઘેર ઘેર આનંદ ગીત વધાઇ જો;
જ્યાં ત્યાં ધન ધરતીમાં ઉભરે, ભોમી રતન માણેમય છાઇ જો.
ગંગા આદે તીરથ વ્રજમાં વસ્યાં, શંકર આદે સર્વે દેવ જો;
આવી અચળ વસ્યા ત્યાં ઇંદ્ર, કરવા નિજ પતિની સેવ જો. પ્ર.
બાળચરિત્ર કરે બહુ રીતશું, નિત્ય નિત્ય નૌતમ નંદકિશોર જો;
સુનાં ધામ જોઇ હરિ સંચરે, નામ ધરાવ્યું માખણચોર જો. પ્ર.
કંસે મોકલી માસીપૂતના, લીધું લક્ષ્મી જેવું રૂપ જો;
ઝેર હળાહળ સ્તન પર ચોપડી, હણતી બાળકચંદ્ર અનુપ જો.
જોતી આવી જશોદાને આંગણે, કહે દેખીએ તમારો બાળ જો;
જશોદા ગૃહે કારજ કરતાં હતાં, પારણે પોઢયા લાલગોપાળ જો.
લઇ ધવરાવવા લાગી લાલને, ધાવતાં શોષી લીધા પ્રાણ જો;
પાડી ચીસ પડી પૃથ્વિ વિષે, એણીપેર નિશ્ચે કીધી નાશ જો.
રહી લુણ ઉતારે જશોમતિ, આ તે આ જો શું કહેવાય જો;
હજુ એને હીંડતાં આવડતું નથી, પડે ગડે ને ઉભો થાય જો.
લાખ ઓળંભા લાવે લોકના, ફોડે દાળે મહીનાં માટ જો;

યમલાઅર્જુન સુત કુબેરના,ઉધરી ગયા સ્વર્ગની વાટ જો. બ્ર.
જશોદા મોતીહાર પરોવતાં હતાં,લીધાં મુષ્ટિ ભરી મોરાર જો;
મોતીકેરાં ઉછેર્યાં ઝાડવાં, વ્રજ જુવતીને શણગાર જો. બ્રહ્માએ.
અઘ બક ધેનુક વચ્છાસુર આવીયા, શંખચુડ કેશિ વૃષભાસજો;
હરિએ રાખ્યા રઝળતા તેહને, આપ્યો આપ ચરણનો નિવાસજો
જળ જમુનાથી કાળીનાગ કાઢીઓ, નાથે નિર્મળ કીધું નીરજો;
જુવતી જળ જમુનામાં ઝીલતાં, કદમે ચઢીને ચોર્યાં ચીર જો.
સો પ્રણામ સુરજને કરાવ્યા, દોષ નિવાર્યો શ્યામશરીર જો;
વરૂણને ઘેરથી નંદને છોડાવિયા, વૈકુંઠ વશિયું જમુના તીર જો.
ઇંદ્રે કોપ કર્યો વ્રજ ઉપરે, ત્યારે ધરિયો ગોવર્દ્ધન જો;
હાથે છાંયો છબિલાજીએ કરી, બચાવ્યા વ્રજના જન જો. બ્ર.
રસિયે રંગે રાસ રમાડયો, વેણુ વગાડી તેડયાં વન જો;
તારૂણીકેરો તાપ નિવારીઓ, સુખડુ આપ્યું જુગજીવન જો.
વ્રજની લીલા કોણ શકે વર્ણવી, નામ લે કોટિ શારદા શેષ જો;
નિગમ નિરંતર જેને ગાયછે, તેનો પાર ન પામે લેશ જો. બ્ર.
એટલે નારદ મુનિ આવિયા, પ્રભુને કહીશકે તે વાત જો;
હાવે કારજ કરવાં છે ઘણાં, હજુ કેમ બેશી રહ્યાછો નાથ જો.
પાપી પરિયટને ઉધારવો, કરવું માળીનું કલ્યાણ જો;
કુબજા કેરૂ ચંદન લેવુંછે, લેવા પાપી કંસના પ્રાણ જો. બ્ર.
વસુદેવ દેવકીનાં બંધન છોડાવવાં,વિદ્યા ભણવી સંદિપદ્વાર જો;
જોરે જરાસંધને જીતવો, કરવી કાળયવનની પેર જો. બ્ર.
દરિયામાં રચવી દ્વારકા, શોભે સકળ શિરોમણિ સાર જો;
સોળ સહસ્ર શત આઠને પરણવી, કરવોછે પાંડવનો પોબારજો.
એટલું કહીને નારદજી ઉઠયા, પોહોચ્યા બ્રહ્મલોક નીરધાર જો;
કંસે અક્રૂર મોકલ્યા તેડવા, તે તો આવ્યા નંદને દ્વારજો. બ્ર.
કંસે તમ સુત સહિત તેડાવિયા લીધું ધનુષજાગનું નામ જો;
પણ કાંય ગમતું ગોવિંદનું થશે, કંસને મળવાનું છે કામ જો.
નંદની આદે ગોપ ગોવાળા, રથમાં બેઠા કેશવ રામ જો;
રથ ઝાલીને રાધાજી રહ્યાં, નહિ જાવા દેજી સુંદરશામ જો. બ્ર.
વીંટીવળી સર્વે સુંદરી, જેને સાચો અધિક સ્નેહ જો;
પ્રાણ અમારા સાથે ચાલશે, અમને મળે કયાં સંદેહ જો. બ્ર.
પ્રેમે મોહિ કરી સહુને સમજાવ્યાં, ચાલ્યા કઠણ કરીને_મનજો

અક્રૂરજ યુનામાં ના'વા ગયા, જળમાં દીઠા જુગજીવન જો. પ્ર.
પ્રથમ પરિયટની પૂજા લીધી, સર્વે શણગાર્યા ગોવાળ જો;
મારગે માળીએ પુષ્પ ચઢાવિયાં, મુક્તિ આપી દીનદયાળ જો.
કુબ્જાકેરૂં ચંદન લીધું છે, કીધું કમળા જેવું રૂપ જો;
ધનુષ ભાગતાં યોદ્ધા બહુ હણ્યા, ત્યારે ભે પામ્યોછે ભૂપ જો.
કુંજર કુવલયાપીડ પછાડીઓ, માર્યા ચાણુર મુષ્ટિક મલ્લ જો;
આવી રાજસભામાં ઉભા રહ્યા, પટક્યો કંસ કેશ ગ્રહી શલ્યજો.
માત તાતનાં બંધન છોડાવિયાં, જઈને પ્રેમે લાગ્યા પાય જો;
પુરવાશી પાવન સર્વે કર્યા, ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાય જો.
લૌકિક વિદ્યા ભણ્યા સંદિપની, આણી આપ્યો તત્કાળ બાળજો.
જોરે જરાસંધને જીતીઓ, કીધો કાળયવનનો કાળ જો. પ્ર.
દરિયા તીરે વાસી દ્વારકા, પરણ્યા સોળ સહસ્ર શત આઠ જો;
પ્રેમે પાર્થનો રથ હાકિયો, ટાટ્યો મહાભારથનો ઠાઠ જો. પ્ર.
એણીપેરે ભોમી ભાર ઉતારીઓ, લીલા કીધી અનંત અપારજો;
પ્રીતમ સરખા પતીત ઉદ્ધારિયા, એવા અશરણાશરણ મોઝાર જો.
મહિમા મોટા શ્રીજાનરાયનો સંધેસરમાં સદા વાસ જો;
ગરબો ગાય સાંભળશે ને શીખશે, તે પ્રાણી પામે વૈકુંઠવાસ જો.પ્ર.

પદ રાગ ચાબખાનો.

ભજન કેમ કરતો નથી પાજી રે, સીતારામ કેમ થાશે રાજી.ટેક.
મહાદુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઊંધો બેઠો દાટી;
ખાધું નહી ખવરાવ્યું નહી, પછે જાતાં કુટે છાતી. ભજન.
વિષય ભોગવતાં વંશ વાધ્યો ને મુને રુઠયાં માજી;
મમતાની ઘાણીએ ફેરા ફરે, પછે તૃષ્ણા થઇ તાજી. ભજન.
સોનું પેહેરીને શોભા દેખાડે ને માળાથી મરે લાજી;
ભક્તિવિના ભુંડા હાલ તમારા એમ કહી ગયા પંડીત કાજી. ભ.
માયાની ટીપણે લાહ્ય લાગી, તેને શું રે બેઠો ચાટી;
કહે પ્રીતમ ભાઇ હરી ભજ્યા વિના અંતે સૌ ધૂળ માટીરે. ભ.

પદ રાગ ગરબી.

હરિ ભજીએ તો આવે સુખની લેહેર જો,
આ દુર્લભ મુનષ્યા દેહનો લહાવો લીજીએ. ટેક.
ક્યાં થકી આવ્યો ને જીવ તારે ક્યાં જવું,

બોલ વિચારી જો ઠરવાનો ઠામ જો;
આ જુઠા જગત સાથે ઝગડો નવ કીજીએ,
અંતે સાચો બોલો સીતારામ જો. આ દુર્લભ.
આ મનુષ્યા દેહ પામ્યો રે મોંઘા મુલની,
કોટી જન્મનાં પુણ્ય તણો નહી પાર જો;
આ શીશને સાટે રે માગી નહી મળે,
એક ઘડી તો લાખેણી વહી જાય જો. આ દુર્લભ.
આ વ્રજવાસી ગોપીએ લહાવો લુંટીઓ,
મૂકી દીધી કાંઇ માતપિતા કુળ લાજ જો;
સાચું તે સગપણ રે શામળીયા તણું,
સરીયાં સરીયાં એ વનીતાનાં કાજ જો. આ દુર્લભ.
આ તન મન ધન જોબન રે રંગ પતંગનો,
આ જોને જોતામાં વણસી જાય જો;
અંતરમાં ઓળખીલે આતમરામને,
કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાય જો. આ દુર્લભ.

## પદ રાગ ગરબી.

રસ અગમ અપાર, સુરનર પાર ન પામે મન વાણી વડે;
મારા વાલાજી, જોગેશ્વર જોતાં તે કોઇને નહી જડે. ટેક.
રસ પ્રેમી જન હોય તે પામે, જેમ જળ આવે નીચે ઠામે;
આ જગત ચઢયુંછે અવળે વામે, રસ અગમ.
રસ દેવકીને ઉદરે ઉદય થયો, રસ રેલ્યો તે ગોકુળમાં ગયો;
રસ વ્રજમાં જયજયકાર થયો, રસ અગમ.
રસ વ્યાસજીના કુંવરે ચાખ્યો, રસ ઉત્તરાસુત પરિક્ષીતે દાખ્યો;
રસ બ્રહ્મસુતાએ ઉરપર રાખ્યો, રસ અગમ.
રસ પ્રલ્હાદે પ્રેમે પીધો, રસ પીને ધ્રુવ અવિચળ કીધો;
રસ વ્રજ વનિતાએ વેહેંચી લીધો, રસ અગમ.
રસ પીને મીરાં મુક્ત થઇ, રસ પીધો ગૌતમની નારી;
રસ કર્મસંજોગે કુબજા પામી, રસ અગમ.
રસ નરસિંહમેહેતે નિશ્ચે લીધો, રસ કમળાને કાજે કીધો;
રસ જનકસુતાએ પાઇને પીધો, રસ અગમ.
રસ જયદેવ શુકદેવે જાણ્યો, રસ પદ્માવતીએ પરમાણ્યો;

રસ દ્રુપદસુતાએ સભામાં આણ્યો, રસ અગમ.
રસ અજર અમર રહે એવો છે, રસ માનવીઓને મેવો છે;
રસ સૌને પીવા જેવો છે, રસ અગમ.
રસ પીજો પીધાને ટાણે, પછી નહિ મળે ખરચે નાણે;
રસ હરીજન હોય તે શું જાણે, રસ અગમ.
રસ રસીયા રસ રાખો જારી, રસ પીજો રસના અધિકારી;
પ્રીતમના સ્વામીની પ્રીત ન્યારી, રસ અગમ.

## પદ રાગ કલ્યાણ.

આનંદ મંગળ કરૂં આરતી, હરી ગુરૂ સંતની સેવા;
પ્રેમ ધરી મંદીર પધરાવું, સુંદર સુખડાં લેવા, આનંદ.
રત્ન કુંભવત વાજાં ભીતર, આનંદરૂપી એવા;
ત્રીભુવન તારણ ભક્ત ઉદ્ધારણ, મહુરત અકળ અમેવા, આ.
તીર્થ સહુ સાધુને ચરણે, ગંગા જુમનાં રેવા;
કહે પ્રીતમ ઓળખ્યો અણસારે, હરી હરીજન જેવા. આ.

## નરભેરામ.

### રાગ પરજીયો.

રામ રામરે ગયા જીવને રડતાં નથી,
રડે સ્વારથ સૌ કોઇરે, આપ આપણું સરવે રડે;
વળી કાંઇ લોકાચારરે, ગયા જીવને રડતાં નથી. ૧
રામ રામરે જીવ ગયે સૌ સુનું થયું,
કાયા નગર સુનકારરે, દશે દરવાજા બંધ રહ્યા;
તુટયા શ્વાસના તારરે. ગયા જીવને. ૨
રામ રામરે તારૂણી કેવું કહીને રૂવે,
છુટા મેલીને કેશરે, ગયું માણીગર માહરૂં,
ન જાણી બાળે વેશરે, ગયા જીવને. ૩
રામ રામરે સાસરીવાળાં કેવું કહી રડે, પુત્રી સુખ બહુ પેરરે,
હવે તે એને શું કરે, એણે પરણી કર્યો કેરરે, ગયા. ૪
રામ રામરે માતાપીતા કેવું કહી રડે, પાળત ઘરડપણ મારૂંરે;
પુત્રી ભગની કેવું કહી રડે, સાસરવાસાને સારૂંરે. ગયા. ૫
રામ રામરે ઓથને ઓલે રૂવે બાંધવો,

મુજસે લાડ લગાવીરે, રણમાં મેલ્યો મને એકલો,
તમને ઘટે નહી ભાઇરે, ગયા જીવને રડતાં નથી. ૬
રામ રામરે માત પિતાને પુત્ર રડે;
હવે આરો નથી એકરે, દીવસ પાણી થશે શા વડે;
નથી દામ રતી રેખરે, ગયા જીવને રડતાં નથી. ૭
રામ રામરે જમશો કે સ્હેશો ભૂખને, ખાશો જમનો મારરે;
તેમાંનું કોઈ કહેવું નથી, એલો જુઠો પોકારરે ગયા. ૮
રામ રામરે અંતે તે કોઈ કેનું નહી, તું તો તારૂં વિચારરે;
જાગ નરભા ગુરૂ ચરણથી, નહીતો પડશે પંજારરે,
ગયા જીવને તો રડતાં નથી. ૯

## આશારામ.

### પદ રાગ પરજીઓ.

બાળાપણ રમતાં ગયું રે; જોબન નારોની માંય;
આવ્યો બુઢાપો ધાઇને, મૂરખ લહ્યો નહી કાંય.
જોદ્ધા મ્રણીગર બંધવા. ટેક.
કનક કડાં ને વેઢ વીંટીઓ રે, મોટી મોતન માળ;
સ્વજન કુટુંબ માત તાતને, રોતાં મેલ્યાં છે બાળ. જોદ્ધા.
રાણી રૂવે રંગ મોહોલમાં રે, દાસી રૂવે દરબાર;
પોપટ રૂવે પાંજરે, થયું ઘોર અંધાર. જોદ્ધા.
ચોરા કચેરીઓ સુની પડી રે, સુની સેજ તળાઈ;
સુનાં ઝરૂખાં ને જાળીયાં કોણ માંણશે ભાઇ. જોદ્ધા.
હાથી ઝુરે હાટ શેરીએ રે, ઘોડા ઝુરે ઘોડાર;
ઘોરી ઝુરે રથ જોતર્યા, ઝુલે મોહોલોમાં નાર. જોદ્ધા.
નથી મોકલી મામા તણી રે, નથી કાકાનું ધામ;
રણમાં પડયા તમે એકલા, ગાંઠે બાંધ્યો નહી દામ. જોદ્ધા.
કર્મ કર્યાં બહુ ભાતનાં રે, થયાં જીવ સંગાત;
અસીપત્ર પંથે પળ્યો, પછે રોમ રોમ ઘાત જોદ્ધા.
સર્વેના હાલજ એહછે રે, સ્વર્ગ મૃત્યુ પાતાળ;
આશારામ ભજો રામને, શીરપર તાકે છે કાળ. જોદ્ધા.

## પ્રીતમકૃત ગુરૂ મહિમા.

સાખી. પ્રથમ નમું ગુરૂદેવને, જેણે આપ્યું જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહાભિમાન. ૧
તત્વ સાર ત્રિલોકમાં, ગુરૂ ગોવિંદજ રૂપ;
આદ્ય અંત્ય મધ્ય એહ છે, હરિ ગુરૂ સંત સ્વરૂપ. ૨

મોતીદામ છંદ.

હરિ ગુરૂ સંત સદા પદ સેવું, જેનું નિત્ય નામ નિરંતર લેવું;
ગુરૂ ગોવિંદ એકરૂપ જાણ, રખે ભિન્ન ભાવ રૂદેમાં આણ. ૧
ગુરૂ ગોવિંદ થકી છે અધિક, જેની પરમારથ કારણ શીખ.
ગોવિંદના સરજ્યા પડયા જીવજાળ, ગુરૂ તેની મુક્તી કરે તતકાળ.
એવા ગુરૂ પુરણ પ્રેમ દયાળ, પોતાનો જાણીને કરે પ્રતિપાળ;
ગુરૂ તણું જ્ઞાન ગ્રહ્યું શુકદેવ, સંસાર સમુદ્ર તર્યા તતખેવ.
મળ્યા ગુરૂ નારદને સુખરાશી, તો ટળી તતક્ષણમાંય ચોરાશિ;
ગુરૂ વિના કોઇ ન પામે પાર, જેના જશ ગાય ઉમીયાત્રિપુરાર.
વિરંચી વ્યાસ વદે ગુરૂ ઇષ્ટ, ન જાણે મહિમા પ્રાણી પાપીષ્ટ;
તેને ગુરૂ દ્રોહી કૃતઘ્ની કહીએ, જેણે ગુરૂ જ્ઞાન ગ્રહ્યું નહિ હૈએ.
ગુરૂને આપ બરાબર જાણે, તેને જમદુત વૈતરણીમાં તાણે;
ગુરૂને ગાળ કાઢે તે કપુત, તેનું મુખ ધૂળે ભરે જમદૂત.
ગુરૂની સેવામાં ચુક પડાવે, તેને હરિચક્રની ધારે ચઢાવે;
ગુરૂની નિંદા સૂણે નિરધાર, સિસું ગાળી રેડે શ્રવણ મોઝાર.
ગુરૂને ચરણે નમાવે ન શિશ, તેને શત્રુ રૂપે જાણે જુગદીશ;
ગુરૂની સેજે જે પગ ધારે, તેને ત્રિલોકમાં કોણ ઉગારે.
ગુરૂ મરજાદ ન રાખે કોય, તેતો નર રણમાં રાક્ષસ હોય;
ગુરૂ વિના ચાકટ જેવો સાપ, જેનું મુખ દીઠે ચઢે બહુ પાપ.
ગુરૂ વિના નુગરો ફરે જન જેહ, મુઆ પછી ઢોર અવતરે તેહ;
એવું ગુરૂ ગિતામાં કહે શિવરાય, જેને વેદ શાસ્ત્ર નિરંતર ગાય.
ગુરૂ બ્રહ્મ કેવળ જ્ઞાન સ્વરૂપ, જેને રૂદે આતમ તત્વ અનૂપ;
છે તત્વમસિમાં અખંડ આનંદ, ત્રિગુણાતિત ટાળે ભવફંદ.
એવા ગુરૂ પ્રેમે કરી જે પૂજે, તેના ઘટમાંહી ત્રિભોવન સૂજે;
ગુરૂનું પ્રેમે ચરણોદક પીધું, તેણે ત્રિલોકનું તીરથ કીધું.
પામે પ્રસાદ ગુરૂનો પ્રીતે, જાણે તેણે જજ્ઞ કર્યા લક્ષ નિત્યે;

ગુરૂને પ્રેમે સંતોષ પમાડયા, જાણે તેણે ચૌદ લોક જમાડયા.
ગુરૂને પ્રદક્ષિણા કરી લાગે પાય, તેને સહુ સાધન સહેજે થાય;
એવા ગુરૂ જાણીને આવ્યો શરણ, નિવારો નાથ જનમને મરણ.
ધરી ધરી દેહ પામ્યો મહાદુઃખ, હવે હરી આપો અવિચળ સુખ;
પીડાયો પાર વિના મહારાજ, હવે હરિ બાંહ્ય ગ્રહ્યાની લાજ.
જોશો અપરાધ અમારા ઇશ, ત્યારે કોઈ કાળે હું કેમ તરીશ;
જ્યારે નિજ માતા બાળકને મારે, ત્યારે તેને બીજું તે કોણ ઉગારે.
અભય પદ બિરદ તમારૂં હોય,આવે શરણે તેને હણે નહીં કોય;
તમો ગુણ ગાયે જો કર્મ ન નાસે,ત્યારે કોણ ચરણ તમારા ઉપાસે.
રવિને ઉગે રહે અંધકાર, ત્યારે તેને શીદ ઇચ્છે સંસાર;
અમૃતને પીધે જો રોગ ન જાય, ત્યારે શો અમૃતનો મહિમાય.
સુરતરૂ સેવે ન ભાગે ભુખ, ત્યારે તેને કોણ કહે શુર વૃક્ષ;
તીરથને નહાયે ન જાસે પાપ, ત્યારે શો તીરથનો પરતાપ,
પારસને પરસે ન હોએ હેમ, ત્યારે પારસ કહીએ કેમ;
સિંહને શરણે જંબુક ખાય, ત્યારે સિંહ શરણે ગયે શું થાય.
રામનામ લીધે દમે અજ્ઞાન,ત્યારે કોણ કહેશે ભલા ભગવાન;
કામક્રોધ લોભ લુંટે જ્યારે ચોર,ત્યારે શું નાથ તમારૂં જોર.
ધણીમાં જ્યારે મળે નહિ ઢંગ, તેની ત્રિયા ફરે ઉઘાડે અંગ;
પતિવ્રતા નાગી પતીને લાજ, જુઓ મનમાંહી તમે મહારાજ.
પીડા પામે દાસ પ્રભુને ખોટ, અમોપર કાળ ચલાવે ચોટ;
પ્રભુનું ભજન કરે તે પીડાય, તેનો તમને બટ્ટો છે જદુરાય.
આપો નિજ ભક્તિસંગ ઉમરાવ, રૂદે એડું ઉજડ ફેર વસાવ;
બેસારોને બેરખે નામ તમારૂં, તેણે કરી કારજ થાય અમારૂં.
ત્યારે ફરી નગર ન લુંટે કોય, જ્યારે રખવાળું હરીનું હોય;
આવી પ્રભુ કરો રૂદેમાં વાસ, ત્યારે સહુ થાય અવિદ્યા નાશ.
વરતાવોને એક તમારી આણ, ઉઘાડોને રામ રતનની ખાણ;
દીનપણું દુર કરોને જદુનાથ, હવે હરિ હેતે કરી ઝાલો હાથ.
બોલાવી પાસ બેસારો બાપ, પમાડો શીદ હવે પરિતાપ;
ભમાવો શીદ હવે ભગવાન, દયા કરી દીજે અભયપદ દાન.
નાઠે નહિ છુટો ત્રિભુવનનાથ, ન મૂકું શ્યામ તમારો સાથ;
વેરી મિત્ર બિંદુ બરાબર હોય, તમારો સંગ ન મૂકું તોય.
માયાને વારો તમો રાજરાય, નથી મુજને જંપવા દેતી જરાય;

કરે છે સાંધા વાંધા બહુ જોર, એવું એનું કારમું કામ કઠોર.
હરિ ગુરૂ સંતમાં અંતર પાડે, જીવને લાલચ લોભ દેખાડે;
એને કોઇ જીતે મહા શુરવીર, ડગે નહિ ધર્મ ધૂરંધર ધીર.
સાગર સાત તે અંજલી નીર, ગોપદ ભૂમી ગગન સમીર
શુન્યમાં પૂરણ દેખે સોય, મૃત્યુ તેને અમૃતનું ફળ હોય.
જાણો કાંઈ માગશે મારી પાસ, એવું રખે રાખતા શ્રી અવિનાશ;
રિદ્ધિ સિદ્ધિ મારે ન જોઇએ મુક્તિ, ન માગું જોગ સિદ્ધિની જુક્તિ.
ન માગું એક છત્ર રામ રાજ, ઇંદ્રતણા આસનનું શું કાજ;
ઇચ્છું નહિ અજપદને કૈલાશ, ન માગું ગૌલોકે વૈકુંઠ વાસ.
પદ રજ એક ચઢાવું શીશ, તમારી મહેર માયાને અધીશ;
ઇચ્છું નહી અન્ય પદારથ કાંઇ, રાખોનિજ ચરણકમળની છાંય
માગું પ્રેમ ભક્તિ સત્સંગ સાર,માગું જશ ગાવા લીલા અવતાર;
નડે નહિ કોઇ મને સંસાર, રહું નિજ નામ તણે આધાર.

સાખી.

સત્ય નામ પ્રભુ તમ તણું, સત્ય સત પુરૂષ વિચાર;
કહે પ્રીતમ શુદ્ધ ભાવશું દીજે નિત્ય દેદાર.
ગાય શીખે ને સાંભળે, ધરે નિરંતર ધ્યાન;
કહે પ્રીતમ નર નારમાં, નહિ કો તેજ સમાન.

---

## ભગવત્ ચરિત્ર.

સાખી.

સરસ્વતિ ગણપતિ શ્રીપતિ, ગુરૂ ગોવિંદ સમાન;
જોડી પાણ પ્રેમે સ્તવું, ધરૂં નિરંતર ધ્યાન.
શોક સમન ધનુષ ધરન, લોચન ચતુરદસ ભુપ;
સુખસાગર સમર્થ હરો, રહો રૂદિયામાં રૂપ.

મોતીદામ છંદ.

નમો ગુરૂદેવ દયાનિધી સ્વામી, સદા જીવ ઇશ્વર અંતરજામી.
પ્રભુ પુરૂષોત્તમ પ્રાણ આધાર, જેને વશ વર્તે સૌ સંસાર.
એવા અવિનાશ અનંત અપાર,ધરે ભક્ત ભાવે હરી અવતાર.
વિશ્વંભર નામ સનાતન બ્રહ્મ, ધરે નર દેહ કરે શુભ કર્મ.
લીલા વિશે રૂપ રસિક રસાળ, ભક્ત પ્રતિપાળ ગોવિંદ ગોપાળ.

કરી વ્રજ ગોકુળ લીલા લહેર, પ્રેમે કર્યું પ્રગટ નંદને ઘેર.
જસોદા જીવણુ જાણુ સુજાણુ, જેનું મુખ દીઠે કોટી કલ્યાણુ.
પોઢે પ્રભુ પારણે પુરણાનંદ, મનોહર મુરત બાળમુકુંદ.
રમે ઇચ્છાએ આનંદ કંદ, વહાલા વ્રજ ઇશ વ્રંદાવનચંદ;
જેના રોમકુપ વિષે બ્રહ્માંડ, એવા હરિ આનંદરૂપ અખંડ.
જેના હસ્ત ઇંદ્રને પાય ઉપેંદ્ર, જેનું મુખ પાવક ઉદર સમુદ્ર.
જેના નેત્ર ઠામ રહે રવિચંદ્ર,જેનું નિત્યે ધ્યાન ધરે મુનીંદ્ર;
વાણી વિષે વેદ માયાની જહાસ,જેણે આ કીધું સૌ જક્ત પ્રકાશ.
જેનું રૂપ કોણે કળ્યું નવ જાય, ગ્રહી વચ્છ પૂછ હરિ ઉભા થાય.
જેના લક્ષ્મીજી તળાંસે પાય, આહીરડાંને આંગણે ઉઠીને ધાય;
જેને પામવાને જોગી જોગ સાધે,તેને નંદરાણી અનુખળ બાંધે.
કરે બાળ કેલી કમળ દળ નેન, રહે સનકાદિક સદા પદલીન;
જપ તપ જગ્નમાં તેડયો ન જાએ, બીજા કોટિ ઉપાય કરે તો
શું થાયે.
ગળે હિમાળે કરે વ્રતદાન, ફરે નવખંડ ધરે બહુ ધ્યાન
વસે વનમાંહે કસે બહુ તન, પામે નહિ સ્વપ્ન વિષે દર્શન.
એવું શુદ્ધ પ્રેમ તણું પણ સાચ,તેને વ્રજનારી નચાવે નાચ.
ગોપીનું ગોરસ ચોરી ખાય, ધરે કરકંકણ નેપુર પાય.
વિરાજે બાળ વિભુષણ અંગ, શોભા જોઇ લાજે કોટી અનંગ.
ધરે મોર પીંછ ગુંજા વનમાળ, શશી મુખ સુંદર નેણ વિશાળ.
ઝળકે કુંડળ લાલ કપોળ, અંગો અંગ આનંદ ઝાક ઝોલ.
ઝગે ઝીણી ઝુલડી લાલડીલાલ, વગાડી વેણુ વધારે વાલ.
નેહે નિરખતાં રહે મન મોહી, ઉતારે લુણ માતા મુખ જોઇ.
વહાલો વૈકુંઠનો વાસી જેહ, જસોદા લાડ લડાવે નેહ;
વિરંચી શંકર સાહાવા ચહાય, ગોવાળાને સંગે ચારે ગાય.
હતા જે દાનવદુષ્ટ અપાર, તેઓ સૌનો કર્યો સહેજે સંહાર,
પ્રથમ પુતનાના શોશ્યા પ્રાણ, સકટાશુર તેમ ત્રણાવર્ત જાણ.
અઘ બગ ધેનુ કેસી કંશ, આપી તેને મુક્તિ જાણી નિજઅંશ
દાવાનળ પીધો પ્રભુ બેવાર, કાળીનાગનાથીને કહાડયો બહાર.
ધર્યો ગોવરધન શ્રીભગવાન, ઉતાર્યું ઇંદ્રિ તણું અભિમાન;
રૂડું રવિતનીયા કેરૂં તીર, કરે નિત્ય ક્રીડા શ્યામ શરિર,
બંશીબટ ફુલન કુંજ કુટીર, બોલે હંસ મોર કોકિલા કીર.

ફુલ્યું વન અંબૂજ ચક્ર અનંત, વસે જહાં બારે માસ વસંત;
તાલતમાલ કમોદને કામ, માંડી રવબપૈયા મહાવન ગામ.
કોકીલા કદલી વાટીકા વન, શુભ સંકેત મધુવન ધંન;
સોહાગી ફુલ્યાં બારેવન, જોઇને ધીરજ મુકે મન.
મનોહર મંગળ રંગસોરંગ, સજયું સૈન્યજાણે આપ અનંગ.
આવ્યો અતિ ઉત્તમ આસોમાસ, વંદ્રાવન કીધો રાસ વિલાસ.
વગાડી વેંણુ તેડી વ્રજનાર, મોહની માયા નાંખી સંસાર.
મોહ્યા ચતુરાનન શંકરશેષ, મોહ્યાં જળપવન ન કરે પ્રવેશ;
મોહ્યા મહી મેરૂ દશે દિગપાળ, મોહ્યાં સ્વર્ગ મૃત્યુ સાતે પાતાળ.
મોહ્યાં દ્રુમવેલ ન હાલે પાન, મોહ્યા મુની છુટી સમાધી ધ્યાન
મોહ્યા મૃગમીન પશુ પંખી પ્રાણ, મોહ્યા સચરાચર જાણ અજાણ.
એવી વેંણુ સાંભળી જ્યારે કાન, સુંદરી સર્વેથઇ સાવધાન;
તજી ધન ધામ પતિપરિવાર, અવળા અંગે સજી શણગાર.
કોઇએ પગ નેપુર પહેર્યાં કાન, કોઇએ આંજી આંખડી એક નિદાન.
કોયે કરી અડધી આડલેલાટ, કોએ કંઠકંકણ હાથે હાર.
કોએ ઓઢયો ચરણીઓ પેર્યું ચીર, કોઇ ભુલી ભામનિ શુદ્ધ શરીર;
કોએ બાંધ્યાં બાળક વછવરાંસે, કોઈ દુવે ગાય દોણી નહિ પાસે.
ઉડી ધાઇ જે જેમ તેતેમ નાર, વંદ્રાવન આવી હાર કતાર.
નેહે નિરખ્યા નાથ નમાવ્યું શીશ, જોવા મન બોલ્યા શ્રી જુગદીસ;
પતિવ્રતા ધર્મ તમો તજ્યાં નાર, રાત્રી કેમ આવ્યાં વનમોઝાર.
બાળા સૌ બોલ્યાં વચન વિચારી, સાંભળો સ્વામી અરજ અમારી.
સર્વે ધર્મ તણું ફળ એહ, ધરાવ્યો નાથ તમ સાથે નેહ,
સાચો મનસ્વામી અમારો એહ, તજીશું નિશ્ચે અમારો દેહ.
દીઠું મન સાચુ સુંદરી કેરૂં, હરિવર કીધું હેત ઘણેરૂં.
રમવા રાસ રચ્યો રણછોડ, પુરવા કાંમની કેરા કોડ;
ગોપી ગોવિંદની બાંધી બેલ, ફુલ્યાં જાણે ચંપક વીંટા વેલ.
મરકત હાટક હીરાના હાર, એવી ગૌર શ્યામની શોભા સાર.
નવ ઘન દામની જ્યોત ઝગાર, ટળ્યો ત્રિલોકતણો અંધકાર
સોનાનાં સરોજે ફુલ્યું વન સાર, મધ્યે તે મધુકર નંદકુમાર.
બિંબ પ્રતિબિંબ વિનોદ વિહાર, અંગોઅંગ આનંદરંગ ઉદાર.
આલીંગન અમૃત ચુંબનપાન, કરે મહા ભાવ અનેક વિધાન;
સપ્ત સ્વર તાલ બસેંના બત્રીસ, વાજે વાજીંત્ર કરોડ છત્રીસ.

નૌતમ નાદ ઉઠે નવ રંગ, તજી ગયો કામ થયો મતિ ભંગ;
અલૌકિક લીલા લહેર તરંગ, ભરી બ્રહ્માંડ રહ્યું રસ ભંગ.
એવો જુગ મંડળ હરી અવતાર, અનેક પતિત ઉતર્યા પાર;
અખંડ વૃંદાવન રંગ વિલાસ, અખંડ ગોપીજન પ્રેમ પ્રકાશ.
અખંડ બંશીબટ ફુલન કુંજ, અખંડ જુમનાં ત્રઠ આનંદપૂંજ.
અખંડ વ્રજ ગોકુળ ગોવરધન, અખંડ રાધાકૃષ્ણ રૂપ રતન.
અખંડ પ્રીતમ પ્રેમે ગુણ ગાય, અખંડ હરિ ભક્તિ જુગોજુગ ચહાય.
હરિ ગુરૂ સંત કૃપાએ કરીને, લીલા રસ ગાયે ઉચ્છાહ ધરીને
સંસારનો તાપ લગાર ન લાગે, જોડી પાણ પ્રીતમ એટલું માગે.
પ્રભુપદ પ્રેમે સાધુનો સંગ, આપો મને એહ સદા શ્રી રંગ;

---

## ભક્ત નામાવળી.

જે ગુરૂદેવ દયાનિધી સ્વામી, સકળ લોકકો અંતરજામી;
ભક્ત ભાઈજી સદગુરૂ દેવા, તનમન લાયક કરેનીજ સેવા;
ભક્ત અનેક ભયે હે આગે, જાકે નામ લીએ અઘ ભાગે;
સોળ પાર્ખંત સેવક સાચે, શ્રીપત સંગ સદા રંગ રાચે.
કમળા ગરૂડ પવનસુતદાસા, હરીકે ચરણ કમળકી આશા;
સનકાદિક નારદ શિવ બ્રહ્મા, શારદ શેશ લહે હરિ મહિમા.
ગણપતિ સુરપતિ સુરજ ચંદા, અ"મ નિગમ સમરે ગોવિંદા;
નિર સમિર ભોમ્ય આકાશ, અગ્નિ આદિ સકળ હરિદાસા.
વ્યાસ વાલમિક શુક પારાશર, સનક જનક જડુ નવ જોગેશ્વરુ
અમરિષ પ્રહેલાદ વિભિછન, સવરી ગિધ અગસ્ત સુતિક્ષણ.
ગયંદ મયંદ અંગદ નળ નીલા, જાંબુવાન સુગ્રીવ શુશિલા;
નંદ આદ્ય વ્રજભક્ત સમાજા, મોરધ્વજ તામ્રધ્વજ રાજા.
વિદુર સુદામા પાંડવ દાસા, ઉધવ અક્રુર નિકટ નીવાસા;
ચંદ્રહાસ બળી ભિષ્મ જે દેવા, રંતિદેવ અલર્ક હરિસેવા
રામાનુજ નિમાદિત આચારજ, વિષ્ણુ શાંમઅરૂ માધ્વાચારજ;
કળિમાં ભએ નામદેવ કબિરા, રોહીદાસ પીપામતિ ધીરા.
રંકા બંકા સેના નાઈ, કેવળ કુબાનાં મીરાંબાઈ;
સજનો દવા દેવાકરદાસ, રસીક મોરાર અતિ પ્રેમપ્રકાશ.

કૃષ્ણદાસ અગ્રાનંદ સુરસાગર, સૂર કિશોર અલનરસિંહનાગર.
સુરશ્યામ પ્રેમાનંદદાસા, શ્રિધર માધો પ્રેમુ વિલાસા.
નંદદાસ ચત્રુભૂજ ચિતસ્વામિ, વલ્લભ વિઠુલ અંતરજામી.
શ્રીહરિ વિસલ્પા સગુનદાસા, રૂપ સનાતન કુંજ નિવાસા.
કૃષ્ન ચૈતન નિત્યાનંદ જેહિ, પ્રેમ પુંજ પ્રગટ કરિ દેહિ.
રજ્જા વિતિ કર્મેતિ કર્મા, ગણેસ દેશલ પદ્મપા પરમા.
મેનાવતિ સુનીતિ મદાલશારાની, જન્મી મીરાંબાઇ સુખદાની
દેવહુતિ આકુતિ અનસોયા, અનુપાજગપજી જયંતિ સતરૂપા.
મેરૂ દેવિ અદીતિરેણુકા કૈસલ્યા,સતવતિદેવકિજસોદાઅહલ્યા;
કુંતા દ્રુપદિ મંદોદરી તારા, પદ્માવતિ સૌમિત્રા બલિદારા.
ગૌતમ ગર્ગ શતાનંદ અત્રી, વામદેવ વસિષ્ઠ જ્યાબાલીમિત્રિ;
યાજ્ઞવલ્કય ભારદ્વાજ ભુસંડિ, ઉર અંત હરિ ભક્તી અખંડી.
ભાગિરથ રૂક્માંગદ રાઇ, વિજેનંદ વિશ્વ સુખદાઇ;
જસુ શાંમશ્રિભટ ત્રીલોચન, પ્રેમનિધિ પરિક્ષિત દુ:ખમોચન.
સુનિદેવ દેવલ સુચંદા, ભરથરી ગોપીચંદ બાજંદા;
અગ્રકિલ નાભા જન તુલસી, રામપ્રસાદ ભક્તિ હિએ હુલસી.
ઠાકોરદાસ ભજન અનુરાગિ, નારણદાસ પુરણ બડભાગી.
જુગલદાસ ભૂત ગંગા માઇ, સખી ભગવાન સદા સુખદાઇ.
ધર્મદાસ અરૂ સાધુરામ, નંદલાલ સમરે નીજનામ,
સિતલદાસ આત્મા રામા, સેવાદાસ સદા સુખધામા.
પ્રેમદાસ નંદરામ હરિદાસા, જંનમોરાર મંગલ પદવાસા.
રણછોડ ભક્તિ દ્વારકાંદાસા, રામકૃષ્ણરસ પ્રેમ પ્રકાશા,
પ્રિયાદાસ જશવંત જન જ્ઞાની,અખો ગોપાલબૂટો બ્રહ્મધાનિ.
કપટ નિરંજન રજબદાહુ, સુંદર કાલુ કેશો અનાહુ.
અમૃતરાયે અનુભવનંદા, મલુક મોરાર તુલસી ગોવિંદા;
બોપદેવ ભાલણ ત્વવેત, શામ સદાધર એકનાથ સચેત.
વસનદાસ ધનરામ સુજાના, ભક્ત ભવાન વ્રજનાથ કલ્યાણા;
આનંદરામ અરૂ બાલકદાસ, રત્ન ભકત રાજે રવિદાસ.
પ્રભુરામ ગોવિંદ ભટ્ટ ઇચ્છા, તજી અસાર સારપદ પ્રીછા;
કુમનદાસ રામજી રંગી, કૃષ્ણદાસ જે કૃષ્ણ સુગંધિ.
ચાર સંપ્રદાય બાવન દ્વારા, હરિ લીલાકે જાણનહારા;
પ્રીતમ પ્રેમ પાઠકે અર્થે, ભકતનામાવળી ગાઇ ગ્રંથે.

વસુધાઃ કાગળ સાગર સાહ્ય, લખે શારદા ગનપતરાય,
કરે વિચાર સત કલ્પ પરજંતા, સંત સુજશ પાવે નહિ અંતા.
પ્રીતમ મંદમતિ વરણુ કૈસે, સાગર છીપે ઉલેચે જૈસે;

---

## ચેતવણી.

રામ સમર તું રામ સમર તું, રામ સકળ ઉરવાસી છે.
અંતરજામી એક નીરંતર, જેણે જગત પ્રકાશીત છે. ૧
વેદપુરાણે મહિમા મોટો, આદ્ય પુરૂષ અવિનાશી છે;
ઈંદ્રજાળનો ખેલ બનાવ્યો, અજબ તમાસો હાંસી છે. ૨
આંખ તણે અણસારે નાચે, માયા જેની દાસી છે;
અંડકટાટ ઉમર ફળ પેરે, રચના રંગ વિલાસી છે. ૩
એક વાર હરિ નામ ઉચ્ચારે, કોટી ગંગાને કાશી છે;
સઘળાં તીરથ તેણે કીધાં, જે જન નામ ઉપાસી છે. ૪
કમળનેનનું કીર્તન કરતાં, વિશ્વ સકળ સુખરાસી છે,
જેતું ધ્યાન ધરે શિવ ગીરજા, ચરણ સેવક કમલાસી છે. ૫
ભજન ભરૂંસો જેને ન મળે, તેને લખચોરાસી છે;
ચાર ખાણનું ભટકણ ભારે, આઠે પહોર ઉદાસી છે. ૬
ધર્મરાયની તલબ ન ચુકે, જમની પીડા ખાસી છે;
હરી મારગથી વિમુખ થયા, તેને કાળ કર્મની ફાંસી છે. ૭
તજી અમૃતને ઝેર પીએ, ભાઈ તેમાં શી શાબાશી છે;
પ્રીતમ પ્રભુનું ભજન કરેતો, લીલા લહેર સુખાશી છે.

### પદ ચેતવણી.

રામ સમર તું રામ સમર તું, રામ રૂદિયામાં રાખીને;
માથા ઉપર મરણ ભમેછે, કાળ રહ્યો છે તાકીને. ૧
જનમ મરણનું દુઃખ જોરાવર જીવ જુવે નહિ ઝાંખીને;
પરવત સરખાં પાપ કર્યાં તેં, વાંકું વસમું ભાખીને. ૨
ધામધૂમ ધંધામાં ધાયો, સમઝયો નહિ પદ સાખીને;
કર્યાં કર્મ આવીને નડશે, પાપ રહ્યું છે પાકીને. ૩
સાંચ્યું છે તે કોઇક ખાશે, પૂછી જો મધમાખીને;
આશા તૃષ્ણા લોભ ઇર્ષા, કરહે સબ નાંખીને. ૪
અન્યભવ આંખ ઉઘાડી જોજે, મનની મહોરસ લાખીને;
આઠે પહોર રહે મતવાલો, પ્રીતમ પ્રેમ રસ ચાખીને. ૫

રામ સમર તું રામ સમર તું, રામ નામ ચિત્ત ધારીને;
ઘણા જન્મ પીડાયો પ્રાણી, પ્રભુનું ભજન વિસારીને. ૧
ચાર ખાણુ લખચોરાસીમાં, મૂઓ તે ફાંફાં મારીને;
કહિં કોળ થયો કહિં નોળ થયો, કહિં કીટ થયો કીલ કીરીને. ૨
કહીં પ્રશુ થયો કહીં પંખી થયો, કહીં બેઠા પંથ પસારીને;
કહીં ભૂત થયો કહીં પ્રેત થયો, કહીં ભોવન રહ્યો ભીખારીને. ૩
હરિના હેત વિના અથડાયો, હીડયો સરવસ હારીને;
દુઃખને સુખ કરી માન્યું મુરખ, શું કહીએ અહંકારીને. ૪
આનંદનો લવલેશ મળે નહિ, શોક ઘણો સંસારીને;
કહીં માત મરે કહીં તાત મરે, કહીં ભ્રાત રૂવે સુત નારીને. ૫
જમના દૂત કરે દીવાળી, લીધું સૌ લલકારીને;
જગત બેહાલ કર્યું માયાએ, જોજે જીવ વિચારીને. ૬
અચેત થઇને શું ઉંઘે છે, લે બગાડયું કામ સમારીને;
શરણ ગ્રહે શામળીયા કેરૂં, તે લેશે ઉગારીને. ૭
નજરે જોતાં નિરભે કરશે, હરશે સંકટ ભારીને;
તાતો વા નહિ લાગે તેને, જે મળશે મોરારીને. ૮
માથે ધણી કરે મદન સુદનને, મોહન મંગળકારીને;
દિન રજની રૂદિયામાં રાખો, નટવર નવલ વિહારીને. ૯
નામ લગ્ન કરો નીસવાસર, પુરણ પ્રેમ વધારીને;
અખંડ અભેપદ તેહ પામશે; અમરપટો અધિકારીને. ૧૦
હરી સમરણ કરી થા તું સુખીઓ, અમૃત નામ ઉચ્ચારીને;
કહે પ્રીતમ સેવો સદ્ગુરૂને, તન મન ધન સૌ વારીને. ૧૧

પદ–ચેતવણી.

રામ સમર તું રામ સમર તું, રામ નામ શુભ સારો છે;
શેશ મહેશ જપે જોગેશ્વર; પ્રેમી જનને પ્યારો છે. ૧
જેને રામ નામનો રંગ ન લાગ્યો, જાણો જીવ નઠારો છે;
નામ ઝાઝ સંસાર સિંધુ, પાર ઉતરવાનો આરો છે. ૨
નામ અર્ક અંધકાર મીટાવે, અખીલ ભોવન ઉજીયારો છે;
રામ નામ ઉજવળ મુક્તાફળ, હરીજન હંસનો ચારો છે. ૩
રામનામ નીજ મુળ મંત્રનું, પિંડ બ્રહ્માંડ પસારો છે;
મોહ પાસમાં સર્વે પડયું, પણ નામ જપે તે ન્યારો છે. ૪
સ્નેહ સહિત હરિ નામ ઉચ્ચારે, આત્મારામ અમારો છે;
કહે પ્રીતમ નીજનામ તત્વ છે, અવર સરવ કુઠારો છે. ૫

# ચેતવણી.

ભજન કરી લે ધ્યાંન ધરી લે, અવસર વીતી જાએ;
કહે પ્રીતમ ચેતીલે ચિત્તમાં, આયુષ્ય ઓછું થાએ. ૧
આયુષ્ય તારૂં ઓસતણું જળ, ક્ષણમાં ઉડી જાએ;
કહે પ્રીતમ મનમોદક માટે, ભૂંડા ભુખ ન જાએ. ૨
માયા તે મનમોદક મિથ્યા, ધુમર તણાં જેમ ધામ;
કહે પ્રીતમ શમણાનો વૈભવ, કશો ન આવે કામ. ૩
કથીરનું ધન કામ ન આવે, સાચું નાણું ચાલે;
કહે પ્રીતમ હીરા માણેક મુકી, કોડીને કોણ ઝાલે. ૪
કોડી તે સંસાર તણું સુખ, હીરો હરીનું નામ;
કહે પ્રીતમ પ્રીછીલે પ્રાણી, સેજે સરસે કામ. ૫
કારજ થાશે ભવદુઃખ જાસે, અન્યભવ આંખ ઉઘડશે;
કહે પ્રીતમ સદ્‌ગુરૂને સેવો, વસ્તુ જથારથ જડશે. ૬
જડશે તારે જસે કલ્પના, માલ ઘણોછે ઘરમાં;
કહે પ્રીતમ ભટકણ સૌ ભાગે, ઓળખ આ અવસરમાં. ૭
અવસર ચેતે તે નર ઉત્તમ, વળતી સીદ વિચારે;
કહે પ્રીતમ જો દાવ ન સમજે, તો જીતી બાજી હારે. ૮
હાર્યો તે હરી નામ વિસર્યો, માયા માંહે ગુંથાતો;
કહે પ્રીતમ પ્રપંચે પ્રાણી પેટ ભરીને સુતો. ૯
પેટ ભર્યું પામરની પેરે, પરમારથ ન પ્રીછો;
કહે પ્રીતમ કાયાતો ખોટી, અમર થવાને ઇચ્છો. ૧૦
અમર થાયે ઈશ્વર ઓળખતાં, તે સમજણ છે ન્યારી;
કહે પ્રીતમ કહિએ શું ઝાઝું, જોજે જીવ વિચારી. ૧૧
જીવપણાનું જોખમ મોટું, મરવું ને અવતરવું;
કહે પ્રીતમ કુબુદ્ધિને સંગે, લખચોરાસી ફરવું. ૧૨
લખચોરાસીનું દુઃખ દીર્ઘ, દુરમતિ શે ન દેખે;
કહે પ્રીતમ નર નજરે આવે, પણ પુરૂષ પશુને લેખે. ૧૩
પુરૂષ ખરો પણ પશુનાં લક્ષણ, જીવ જનાવર જેવો;
કહે પ્રીતમ તેને શું કહીએ, મિથ્યા દોષ ન દેવો. ૧૪
રક્ષણ દેવું જે કાંઇ કહેવું, મનુષ્ય હોય તે માને;
કહે પ્રીતમ અજ્ઞાની એવા, કહ્યું ધરે નહિ કાને. ૧૫
કાન ખરા પણ કશું ન સમજે, જેવો હોય તાબુત;

કહે પ્રીતમ ચોરી ચિત્ત લીધું, વળગ્યો વિષયાભૂત. ૧૬
વિષયભૂત વળગ્યો પ્રાણીને, તેને કાંઇ ન સૂઝે;
કહે પ્રીતમ ખોખું કર્યો ખાઈ, હાણ લાભ ન બુઝે. ૧૭
જાણે નહિ જે લાભ હાણને, સ્વારથે સૌ ખોયું;
કહે પ્રીતમ અમરફળ ક્યાંથી, બી બાવળનું બોયું. ૧૮
પાપ કરીને પુન્ય તણું ફળ, કોણ પામ્યો છે પ્રાણી;
કહે પ્રીતમ જમડાની ઝોટો, જીવે જરા નવ જાણી. ૧૯
જાણે નહિ પણ જમ નહિ મૂકે, જેણે જગત હલાવ્યું;
કહે પ્રીતમ એમાં નહી ઉધારો, કેડા મોરે આવ્યું. ૨૦
આવ્યું તેતો નહિ ઓસરે, જાવું નિશ્ચે જાણો;
કહે પ્રીતમ ખોટા સુખ સારૂં, અભિમાન શું આણો. ૨૧
અભિમાન અંહકારે બુડયા, અનેક આગે સુરા;
કહે પ્રીતમ સંસાર તરેતે, કોઈ પ્રભુના પુરા. ૨૨
પુરા નરનું એ પારખું, લક્ષણથી લેવાશે;
કહે પ્રીતમ નહિ માને તે, ઘણા કાળ કુટાશે. ૨૩
કુટાશે પોતાને કરમે, જીઠું જરા નહિ ચાલે;
કહે પ્રીતમ પારસમણી મુકી, ગુંજાને કોણ ઝાલે. ૨૪
રામનામ ધન સારૂં હતું તે, પાપે પુંજી ટાળી;
કહે પ્રીતમ કાયા નગરીને, કામ ક્રોધે પ્રજાળી. ૨૫
વિષય વન્હી જોરાવર કહાવે, દીરઘ દાવાનળથી;
કહે પ્રીતમ કાંઇક ઓલાએ, નિર્મળ જ્ઞાન જળથી. ૨૬
ખોટા હુંપદ ખરી મસાગત્ય, મિથ્યા કરે સુહાએ;
કહે પ્રીતમ કાગળ ને નાવે, પાર પડે નહિ કોઇએ. ૨૭
હરી મારગનો મર્મ ન જાણે, મુરખ ફુલે મનમાં;
કહે પ્રીતમ એક પલક ઠરે નહિ, તાપ ઘણેરો તનમાં. ૨૮
તાપ ટળે નહિ સ્વાંત મલે નહિ, ક્ષણએ સુખ ન થાએ;
કહે પ્રીતમ તે પાર ન પામે, ઘણા કાળ કુટાએ. ૨૯
કાળે કુટયા જમડે લૂંટયા, ચાર ખાણમાં પડીઆ;
કહે પ્રીતમ અજ્ઞાની એવા, ચોરાસી રડવડીઆ. ૩૦
રડવડતાં તેને કોઇ ન રાખે, કર્મ તણો કુટારો;
કહે પ્રીતમ સેવે સદ્દગુરૂને, એ તરવાનો આરો. ૩૧
શુદ્ધ ચિત્તે સેવે સદ્દગુરૂને, મુકી મનનો મેલ;

કહે પ્રીતમ ભવસાગર ભુંડો, તેને તરવો સહેલ. ૩૨
સહેલ વાતમાં કોઇક સમજે, જેના સંશય જાએ;
કહે પ્રીતમ મનમાં મોટો, સવાશેર સૌ થાએ. ૩૩
સ્વામી થવા સૌને ઇચ્છા, સેવક ન જડે શોધ્યો;
કહે પ્રીતમ કોઇક નર જીત્યા, જેણે મન પ્રમોધ્યો. ૩૪
મન જોરાવર કહ્યું ન માંને, આડું ટેડું ચાલે;
કહે પ્રીતમ પારસમણી મૂકી, પથ્થરને જઈ ઝાલે. ૩૫
હીરા મોતી નામ હરીનું, પત્થર બીજી વાતો;
કહે પ્રીતમ મૃગજળ દેખીને, રખે તું પીવા ધાતો. ૩૬
ધાયા તેતો ધૂળ ફમાયા, આડા થઇ અથડાયા;
કહે પ્રીતમ માયાને મુષળ, ખૂબ તરેહ ખંડાયા ૩૭
ખંડાયાતે ખોળ્યા ન જડયા, આટો થઇને ઉડયા;
કહે પ્રીતમ સંસાર સિંધુમાં, બહુ વાર તે બુડયા. ૩૮
બુડયા તેને કોણ બચાવે, આપે અવળા ચાલે;
કહે પ્રીતમ પોતાને હાથે, ફાંસી ગળામાં ઘાલે. ૩૯
મોહ માયાના મોટા ફાંસા, તે તોડયા નવ તૂટે;
કહે પ્રીતમ હરી દયા કરે તો, જગત જાળથી છુટે. ૪૦
જગત જાળ જોરાવર કહાવે, કંઈક લપેટી લીધા;
કહે પ્રીતમ માયા ગદ પાઇ, ઘણા તે ઘાએલ કીધા. ૪૧
ઘેલપણામાં સર્વે ખોયું કુડું કામજ કીધું;
કહે પ્રીતમ અમૃત ઢોળીને, ઝેર હળાહળ પીધું. ૪૨
અમૃત તે ઉપદેશ ગુરૂનો, ઝેર અવિદ્યા જાણો;
કહે પ્રીતમ પરમારથ મૂકી, સ્વારથને શીદ તાણો ૪૩
સ્વારથ તે સંસાર મૂળ છે, પરમારથ ભવ તરવું;
કહે પ્રીતમ પાખંડ તજીને, હરીનું સ્મરણ કરવું. ૪૪
હરી નામ હુતાસન તણખા, કર્મ કાઠીને બાળે;
કહે પ્રીતમ પાતક મહા પ્રૌઢાં, એક પલકમાં ટાળે. ૪૫
અજામેળ અવીચળ પદ પામ્યો, નારાયણને નામે;
કહે પ્રીતમ અવગુણ ટાળીને, સનમુખ ભાળ્યું શ્યામે. ૪૬
સુંદર શ્યામ સદા સુખકારી, દાસ તણું દુઃખ ટાળે:
કહે પ્રીતમ અમૃતની દૃષ્ટે, નીજ જન સામું ભાળે. ૪૭
સામું ભાળે ભવ દુઃખ ટાળે, અટલ અક્ષેપદ આપે;

કહે પ્રીતમ બીજાં બહુ બંધન, એક ક્ષણમાં કાપે. ૪૮
કર્મ ભરમના ફંદારામાં, કોને નિવરતી ન મળે;
કહે પ્રીતમ પરવાર ન આવ્યો, પડયો માયાને વમળે. ૪૯
માયા મોહ કલ્પના મનની, તે દહાડી દુઃખ દેછે;
કહે પ્રીતમ પ્રાણી પીડાયા, સદા શોકમાં રહે છે. ૫૦
શોક ધામ વિશ્રામ નહિ, કામ ક્રોધ મદમાતા;
કહે પ્રીતમ સંસાર પુરમાં, ગયા તે ગોથાં ખાતા. ૫૧
ગોથાં ખાવાં ઘણી પેરનાં, કંઈક આવ્યાને ગયાને;
કહે પ્રીતમ હરીને વિસર્યા, દેહ તણે અભીમાને. ૫૨
દેહ તણું સુખ દીઠા સુધી, ઉપર દીસે આછું;
કહે પ્રીતમ ભીતર ભાળેતો, સૌકો નાસે પાછું. ૫૩
રૂધીર માંસનું ચર્મ અંન નખ, અસ્ત ક્રમી વીટ મુત્ર;
કહે પ્રીતમ તેમાં શું મોહ્યો, કાયા કલેશનું પાત્ર. ૫૪
અવિદ્યાનું પાત્ર પંડ છે, તે સુ પ્રીત ન કીજે;
કહે પ્રીતમ અહંકાર તજીને, રામ સુધારસ પીજે. ૫૫
રામ સુધારસ પીધો પ્રેમસુ, તે થયા અવીનાશી;
કહે પ્રીતમ સુર તરૂની પેરે, સૌને તે સુખરાશી. ૫૬
સુખદાયક સર્વ પ્રાણીને, કોને નહી દુઃખદાતા;
કહે પ્રીતમ તેને સૌ ઇચ્છે, વિષ્ણુ શિવ વિધાતા. ૫૭
શિવ બ્રહ્માને દર્શન દુર્લભ, જે હરીના હેતકારી;
કહે પ્રીતમ તેની સમજણમાં શું સમજે સંસારી. ૫૮
સંસારીની દૃષ્ટિ દેહ પર, દેહ કર્મને દેખે;
કહે પ્રીતમ અંતરનો અનુભવ, પ્રાણી કોઇને પેખે; ૫૯
પેખે ક્યાંથી પ્રાપત ન મળે, ગુરૂ વિના જ્ઞાન ન આવે;
કહે પ્રીતમ પ્રથમથી ભૂલ્યો, તેને શું સમઝાવે. ૬૦
સમજીને શીખામણ સર્વે, મુરખ કહ્યું ન માને;
કહે પ્રીતમ પરમાર્થ દૃષ્ટે, જોજો પોથી પાને. ૬૧
પ્રેમ વિના પ્રબોધ ન લાગે, હરી હૈયામાં ન મળે;
કહેકહે પ્રીતમ પીજું તું દેખે, તે પોતાને કમળે. ૬૨
સતકમળો તે તો કુટીલ કર્મ છે, મનને કરે મલીન;
કહેકહે પ્રીતમ તૃષ્ણાએ પીડયો, રહે દિનનો દિન. ૬૩
દીન થઇને અતિ દુઃખ પામે, સેવે નહિ સદગુરૂને;

કહે પ્રીતમ કહીએ શું ઝાઝું, નફટ નિર્લજ નરને. ૬૪
નર નારાયણ કરે પલકમાં, તે સદ્દગુરૂની કુંચી;
કહે પ્રીતમ સૌ શાસ્ત્ર પુરાણે, એ દશા છે ઊંચી. ૬૫
ઊંચી દશાને જે અનુભવશે, તે થાએ તદ્દરૂપ;
કહે પ્રીતમ પુરણ પદ પામે, પડે નહિ ભવકુપ. ૬૬
ભવસાગર સુરભી પદ સરખો, તરતાં વાર ન લાગે;
કહે પ્રીતમ સદ્દગુરૂને સેવે, તેની ભ્રાન્તિ ભાગે. ૬૭
ભ્રાંતિ ભાગે અનભે જાગે, ઉઘડે સપત સરોજ;
કહે પ્રીતમ સેહેજે વશ થાએ, માયા મોહ મનોજ. ૬૮
માયાદાસી સંત તણી, અવર જીવની રાણી;
કહે પ્રીતમ કઈપેરે સુખ થાએ, ટળે ન ખેંચાતાણી. ૬૯
ખેંચાતાણી જીવનું લક્ષણ, સહેજ સ્વરૂપ હરીનું;
કહે પ્રીતમ શાન્ત ન થયું, મળવું મિત્ર અરિનું. ૭૦
સહેજપણામાં સર્વ સમૃદ્ધિ, તૃણાવત્ ત્રિલોક;
કહે પ્રીતમ આનંદ અખંડિત, સ્વપને ન મળે શોક. ૭૧
શોક શું કરવા તેને વ્યાપે, આપે સૌનું ઇચ્છિયું;
કહે પ્રીતમ પરમારથ ભાવે, સાર પોતાનું પ્રીછયું. ૭૨
પ્રીછયું તે પ્રમાણે તેહનું, જેહની તૃષ્ણા ટૂટી;
કહે પ્રીતમ મગ્ન થયા તે, છુટી મરકટ મૂઠી. ૭૩
અવની તેને થઇ આસની, મેરૂ છત્રનો દંડ,
કહે પ્રીતમ ગગન ગુંજાવત, વાડીફળે બ્રહ્માંડ. ૭૪
બ્રહ્માંડ પંડની ટળી ભાવના, એક આત્મા આદરશ્યો;
કહે પ્રીતમ સચરાચર સઘળે, અમૃતનો મેહ વરસ્યો ૭૫
અમૃત તે આનંદ પરમારથ, શોક ઝેરનું મૂળ;
કહે પ્રીતમ સમઝીને લેજો, તજજો સંદેહ શૂળ. ૭૬
સંસે આત્મા સત્ય વીનસતી, ગીતામાં સિદ્ધાંત;
કહે પ્રીતમ પોકારી કહે છે; શાસ્ત્ર પુરાણ ને સંત. ૭૭
સંત વિના કોણ સાચ બતાવે, પ્રપંચ પાસ ના રાખે.
કહે પ્રીમમ ભવબંધન બીજાં, ક્ષણમાં કાપી નાંખે.
બંધ કાપે અતિસુખ આપે, વ્યાપે નહિ મોહ માયા;
કહે પ્રીતમ સ્થુળ સુક્ષ્મ કારણ, મહાકારણમાં કાયા.
જાગ્રત સ્વપન સુષુપતી તુરીયા, સર્વ જુગ્તી જાણે;

કહે પ્રીતમ ચૈતન સાગરમાં, સંત મગ્ન થઇ મહાલે. ૮૦
સંત હરી ગુરૂ એક રૂપ છે, અંતર કો નવ ધરશો;
કહે પ્રીતમ તેના પદ સેવો, સંસાર સાગર તરશો. ૮૧
તરશો તે સદ્ગુરૂને શબ્દે, એમાં નહિ ઉધારો;
કહે પ્રીતમ સચરાચર ઇશ્વર, રૂપ રૂદિયામાં ધારો. ૮૨
ભોમીની રજ પડે ભોમપર, જો ઉડે આકાશ;
કહે પ્રીતમ જ્ઞાનીના મનમાં, ન મળે કાંઇ વિનાશ. ૮૩
ચૈતનનાં બિંદુ ચૈતન માંહે, એમ હરીમાં હરીજન;
કહે પ્રીતમ કંચનમાં ભૂષણ, જુઓ વિચારી મન. ૮૪
સુકાં પત્રને પવન ચલાવે, એમ વરતાવે દેહ;
કહે પ્રીતમ ઇશ્વરની ઇચ્છા, ભોગ ભોગવે તેહ. ૮૫
ભોગ ભોગવે રોગતણી પેરે, હરી શું તાર ન તુટે;
કહે પ્રીતમ વહેવાર સ્વપ્નવત, દેહ કર્મ કરી છુટે. ૮૬
છુટયા તે સંસાર જાળથી, હાર્દ આવ્યું હાથે;
કહે પ્રીતમ શણગાર સતીનો, પ્રેમ પીયુની સાથે. ૮૭
પીયુ શું પ્રેમ નિરંતર જેને, તેનું દિલ નહિ ડોલે,
કહે પ્રીતમ સ્વામીની સેવા, બોલાવેતો બોલે, ૮૮
બોલે ચાલે કરે બંદગી, મનમાં મેલ ન રાખે;
કહે પ્રીતમ સ્વામીની સંગે, પ્રેમ સુધારસ ચાખે. ૮૯
તાર વિનાનાં હોય પૂતળાં, દોરી કળે જેમ નાચે;
કહે પ્રીતમ દુનિયાં મોહ પામે, રચનારો નવ રાચે. ૯૦
રચનારામાં અનંત કળા છે, કોણે કળી ના જાએ;
કહે પ્રીતમ સદ્ગુરૂની શમસ્યા, સમજેતો સુખ થાએ. ૯૧
સુખીઓ થાએ જાએ સૌ જોખમ, નિશ્ચય હરી ભણી રાખે;
કહે પ્રીતમ હરી કર્તા હર્તા, આપ રતી નવ રાખે. ૯૨
રાખ્યું તેમાં ઘણી આપદા, અત્યંત પીડા પામે;
કહે પ્રીતમ દાસાતન આવે, તેમાં ભક્તિ રસ જામે. ૯૩
ભક્તિ વશ ભગવાન રહે છે, શાસ્ત્ર પુરાણે શાખો;
કહે પ્રીતમ સૌ સંત મળીને, એ વિચાર ઉર રાખો. ૯૪
સદ્ગુર સંત કૃપાએ પામ્યો, પ્રીતમ પરમ આનંદ;
કહે પ્રીતમ જે ગાય સાંભળે, બોલો જે ગોવિંદ. ૯૫

## સાત વાર. રાગ ધોળ.

આદિતવાર વિચારને, મન કરીને વિવેક;
આગે અધમ બહુ ઓધર્યા, ગ્રહી નામની ટેક.
જીભ્યાએ જપ જુગદીશને. ૧
સોમે સૌમાં તે સાક્ષી રૂપ છે, અંતરજામી એહ;
મન વાણી પહોંચે નહિ, તે શું કર્યો સનેહ. જીભ્યાએ. ૨
મંગળ પદ મહારાજનું, નિરભે નિરદોષ;
નિર્મળ જશ નારાયણના, પૂરણ આનંદ કોષ. જીભ્યાએ. ૩
બુધે બુદ્ધિ ભલી તેહની, મૂકે મિથ્યા માન;
રજની દિવસ રહે ભજનમાં, ગ્રહે નિર્મળ જ્ઞાન. જીભ્યાએ. ૪.
બ્રહસ્પતે ભજન પરતાપથી, જીત્યો ધ્રુવજી દાસ;
અવિચળ પદવી પામીઓ, ફરી નહિ ગર્ભવાસ. જીભ્યાએ. ૫
શુકરે સમૃદ્ધિ ઇંદ્રની, જેને રૂદિયે છે રામ;
નામ મહામણી જેહને, સું કલપ્યાનું કામ. જીભ્યાએ. ૬
શનિ સમજે સુખ છે ઘણું, કર તત્ત્વ વિચાર;
કહે પ્રીતમ પ્રાણી પ્રીછજે, કહ્યું સાતે વાર. જીભ્યાએ. ૭

### પદ.

અવસર આવ્યો છે સારોરે, ભવસાગર તરવાનો આરોરે. ૧
ચિત્તમાં ચેતીને તમે ચાલોરે, હરી મળવાનો મારગ ઝાલોરે. ૨
કાચા કુંભ બરાબર કાયારે, ધનજોબન વાદળની છાંયારે. ૩
શમણાનું સુખ જુઠું જાણેરે, મનને મોદક કહો કોણ ધારેરે. ૪
ઝાંઝવાં ઝીલે તરશ્યા નજાયેરે, કથીરને નાંણે કામ નથાયેરે. ૫
ધુમરને વરસે ન પાકે ધાનરે, જ્યાં લગી ઉપજ્યું ન આતમજ્ઞાનરે ૬
જુઠામાં જન્મારો ન ખોયેરે, પ્રીતમ પ્રભુ ચરણે ચિત્તપ્રોયેરે. ૭
પરધનપર નીંદા પરહરજોરે, નિશદીન હરી હરદામાં ધરજોરે ૧
સંગતસાધુપુરૂષની કરજોરે, અધર્મ અવગુણથી ઓસરજોરે. ૨
ખોટ તણો વેપાર નકીજીરે, પારસ મૂકીને પહાણ ન લીજેરે. ૩
બોરને બદલે રત્ન નખોયેરે, ઓછવ મૂકીને ઓથે ન જઈએરે. ૪
વણઅરથે વેણ નવ દળીએરે, રાંકને રોળે રાજ નમળીએરે. ૫
શુરધેનુ મૂકીશ્વાની ન દોહીએરે, રમણું મૂકીને નવરોઈએરે. ૬
પ્રીતમ પ્રાણપતો પ્રભુભજીએરે, મિથ્યા ઇંદ્રજાળ સુખતજીએરે. ૭

## રણછોડજીના શણગાર.

રાગ; કરમાં કું દીલ સાથ છોકરા,

સારો ધર્યો શણગાર, રણછોડરાય સારો ધર્યો શણગાર,
તમને નીરખું વારંવાર, રણછોડરાય૦ ટેક.
તમ દર્શન અમે મંદીરમાં પેઠા, નાહી ધોઇ તમે બાજોઠે બેઠા;
શણગાર લઈ સઉ સેવક પેઠા, પ્રથમ પહેલી ધોતી ધરાવી,
સારી સારી સુગંધી લગાવી, ચંપો કેવડો ચમેલી ને ગુલાબ;
એતો મેહેકે અપરંપાર, રણછોડરાય૦
જર કશીનો જામો પેહેર્યો છે, પાંપણ ઉપર પાઘ ધર્યો છે,
શીરપેચ બાંધ્યોતેલ્લીલો જડયોછે,કલગી તોરોને કાતરોધાલ્યો,
દામણીએ આડો આંકજ વાળ્યો, હીરા માણેક મોતી મુક્તાફળ,
તમારી શોભાનો નહી પાર. રણછોડરાય૦
મસ્તક ઉપર મુગટ ધર્યો છે, કોટ આભરણ કંઠો જડયો છે,
ચીસપટીમેં પથ્ર પડયો છે, કાનોમેં કુંડળ, હડપચી હીરો;
કેશરીઆડ ને કંકુનોટીલો,કડાં સાંકળાં બાંહે બાજુબંધ બેરખા;
ચરણે ઝાંઝરનો ઝમકાર. રણછોડરાય સારો ધર્યો શણગાર.
ફુલ તુળસી ગુંજા કમળની માળા, સારા શોભો છે તમે નંદલાલા,
હાથમેં ગેડીને વાંસળી વાળા, કેડે કસી કંદોરોરે ઘાલ્યો,,
પાનની બીડીને દર્પણ આલ્યો, એવા રૂપે દર્શન દેજો,
નીરખું એવા રૂદેમાં રહેજો; ગુણ ગાય તમારો દાસ.
રણછોડરાય સારો ધર્યો શણગાર.

## ઝુલડી.

ખમા મારા મનના મોહનજીરે, ખમા મારા તનના ત્રાકમજીરે,
ખમા મારા પ્રેમના પાતળીયારે, ખમા રાય રણછોડ રંગીલારે,
ખમા કાન ઝુલડી ક્યાંરે વીસારી. ટેક.
ગાયો ચારીને ગોવિંદ ઘેર આવ્યાને વારણાં તે લેઉં વારી વારા;
ઘરમાં પેસતાં કાન ઉઘાડા દીઠા, ઝુલડી કયાં તો વીસારી,
હો નંદના નાંનડીયારે, ખમા મારા મનના મોહનજીરે, ખમા.
એરે ઝુલડીમેં કાંઇએ નથી ને જડયાં છે માણેક મોતી;
એરે ઝુલડીના કારણે હુતો હીંડું ગોકુળીયાં જોતી,
હો નંદના નાંનડીયારે, ઈત્યાદિ

રૂવે રૂવે ને કાનો રૂદન કરે લાવી બેસાડું સામે ઓટે;
એરે ઝુલડીના કારણે મારો કાનકુંવર સોંય લોટે.
હો નંદના નાંનડીયારે.

જરકસીના જામા શીવડાવું ને ઉપર મેલાવું કાન ટોપી;
છાના રહો તમે કાનજીરે, તમને પરણાવીશું વ્રજની ગોપી.
હો નંદના નાંનડીયારે.

સોના તે વરણી સોય મંગાવું ને રૂપા તે કેરા રામ ધાગા;
રંગીલો દરજી શીવવાને બેઠો મારા કાનકુંવરના વાઘા.
હો નંદના નાનડીયારે.

દ્વારકાથી પ્રભુ ડાકોર આવ્યાને ડાકોર કીધું કાશી;
મધરાતે મથુરાંમાંથી નાઠા તમે મારી તે પૂતના માસી.
હો નંદના નાનડીયારે.

રૂપીયા તે ગજનું મશરૂ મંગાવું ને બખીયા દેવરાવું રામ રાત
ગાય શીખે ને સાંભળે રે ગુણ ગાય જસોદા માતા.
હો નંદના નાંનડીયારે. ખમા મારા મોહનજીરે, ખમા મારે
તનના ત્રીકમજીરે